ઉ—હિંદુ રાજાની વખતમાં અને ત્યાર પછી કેટલીક મુદત મુસલમાનના વખતમાં પાટણ હતું. પણ અહમદશાહે સને ૧૪૧૧માં અમદાવાદ વસાવ્યું તેવારથી રાજગાદી ત્યાં થઈ.

પ્ર—ગુજરાતમાં બીજાં મુખ્ય શેહેરો ક્યાં છે?

ઉ—સુરત, ભરૂચ, ખેડા, ખંભાત, વડોદરા; ભાવનગર, જુનાગઢ, ધોળેરા, ધોરાજી, નવાનગર, પોરબંદર, માંગરોળ, મોરબી, વાંકાનેર, રાધણપુર, ઈડર, વડનગર, ડીસા વગેરે છે.

પ્ર—ગુજરાતમાં મુખ્ય નદીઓ કઈ છે?

ઉ—નર્મદા, તાપી, મહી, સાબરમતી, બનાસ, સરસ્વતી, ભાદર, ભોગાવો વગેરે છે.

પ્ર—ગુજરાતમાં અસલ મોટાં શેહેરો ક્યાં હતાં?

ઉ—દ્વારકાં, પ્રભાસ પાટણ; વલભીપુર, ચાંપાનેર અને પંચા[illegible]

પ્ર—ગુજર[illegible] શા ઉપરથી પ[illegible]

ઉ—રૂશીઆ [illegible]ના સીમાડા ઉપર જારૂજીઆ પ્રાંત છે ત્યાંથી ગુજર લોકો પંજાબ મારવાડ વગેરે ઠેકાણે આવી વસ્યા અને ત્યાંથી ઇસવીસનની સાતમા સદીમાં ગુજરાતમાં આવ્યા તેથી ગુજરાત નામ પડ્યું એવો કેટલાકનો મત છે.

પ્ર—વલભીપુર કઈ જગાએ હતું?

ઉ—ગોહલવાડમાં ચમારડીના પાહાડની તળેટીમાં ભાવનગરની પાસે જયાં હાલ વળા ગામ છે તે જગાએ અસલ એ નગર હતું.

પ્ર—વલ્લભીપુરનો રાજા કોણ હતો?

ઉ—શિલાદીત નામે રાજા હતો. એ રાજા બોધ ધર્મી થયો હતો પણ પછી એનો ભાણેજ મૂળ નામે ભરૂચના રાજાનો છોકરો થયો તેણે જૈન ધર્મનો અભ્યાસ કરીને બોધ ધર્મવાળાને વાદમાં હરાવી પોતાના મામા શિલાદીતને પાછો જૈન ધર્મી કીધો.

પ્ર—વલ્લભીપુરના નાશ વીષે તમે શું જાણો છો?

ઉ—એના નાશ બાબત એક એવી ગપ ચાલે છે કે એ શેહેરની પાસે હસાવળાના ડુંગર આગળ એક સાધુ પોતાના ચેલા સહીત આવીને ઉતર્યો હતો તેને તે ગામમાં ભીખ નહી મળ્યાથી એ શેહેરને ઊંધું વાળવાનો શ્રાપ દીધો તેથી તેનો નાશ થયો. બીજી એના નાશ બાબત એવી વાત ચાલે છે કે એ વલભીપુરમાં મારવાડના પાલી શેહેરથી કોઇ કાકુ નામે વેપારી આવી વસ્યો હતો. એની છોકરી પાસે એક જડાવ કાંસકી હતી તે રાજાની છોકરીની નજરે પડી તે કાંસકી શિલાદીતે પોતાની છોકરીની હઠને લીધે તેની

ગુજરાતથી લીધી તેથી એ વેપારીએ ગુસ્સે થઇ સીંધના મ્લેચ્છ રાજા પાસે જઈ તેને લાવીને એ રાજાને મરાવ્યો અને એ શેહેરનો ઈ. સ. ૩૨૯ માં નાશ કરાવ્યો.

પ્ર—ત્યાર પછી ગુજરાતમાં મોટું રાજ્ય ક્યાં થયું?

ઉ—ચાવડા વંશના રજપુત ઓટુઆરાણી પાસે પ ચાસરમાં આવી વસ્યા હતા તેમાંના જયશિખરી-એ ઈ. સ. ૬૯૬માં પંચાસરમાં રાજ્ય સ્થાપ્યું.

પ્ર—જયશિખરીનું રાજ્ય કોણે છતી લીધું?

ઉ—કલ્યાણીના સોળંકી રજપુત ભુવડ રાજાએ.

પ્ર—ભુવડ રાજાએ શી રીતે લીધું?

ઉ—કોઈ શંકર નામે કવિ હતો તે કલ્યાણી ગયો અને ત્યાં સોળંકી વંશી ભુવડ રાજાના દરબાર-માં ગુજરાતની ઘણી તારીફ કરી તેથી ભુવડને એ રાજ લેવાનું મન થયું ત્યાર પછી પંચાસરપર તેણે ચઢાઈ કરીને લુટફાટ કરવા માંડી ત્યારે જ-યશિખરીના સાળા સુરપાળે હલ્લાં કરીને તેણે હરા વ્યો. પછી ભુવડ રાજા જાતે ચડી આવ્યો અને બાવન દિવસ લડાઈ કરી પણ ફાવ્યો નહીં. છે લે ભુવડના ભટ નામના સરદારે જયશિખરીના રાજાને હરાવી ત્યારે જયશિખરીએ પોતાની હાર થવાની તક જોઈ પોતાના સાળા સુરપાળને પાસે

તેડાવ્યો, અને કહ્યું કે તારી ગર્ભવંતી બેહેનને કો ઈ નિર્ભય જગોએ મૂકી આવ કે જેથી એનો છોકરો થાય તે મારે વેર લઈ શકે તે પ્રમાણે તેણે કીધું અને જયશિખરી લડાઈમાં મરાયો અને રાજ ગયું.

પ્ર—રુપસુંદરીની પછી ત્યાં શી અવસ્થા થઈ!

ઉ—તેને એક ભીલડી મળી તે પોતાને ઘેર તેડી ગઈ પછી કેટલીક મુદતે તેને છોકરો થયો તેનુ નામ વનરાજ પાડ્યું.

પ્ર—વનરાજ નામ કોણે પાડ્યું અને શાથી પડ્યું.

ઉ—એનો જન્મ વનમાં થયો માટે એનુ નામ વનરાજ પાડ્યું. એનું નામ શીળગુણ સુરી નામે જૈન સાધુએ પાડ્યું.

પ્ર—વનરાજને શી રીતે ગાદી મળી?

ઉ—એના મામા સુરપાળે એના જન્મની ખબર જાણી એટલે તેને ગીરનારના ડુંગરમાં તેડી ગયો ત્યાં લુટફાટ કરી ગુજરાન ચલાવતાં ૫૦ વરસનો થયો ત્યારે કોળી ભીલ વગેરે લોકોને રાખી લશકર એકઠું કરી પંચાસર લીધું પણ પછી હાર્યો અને અંતે આબુ [illegible] જેને હાલ [illegible] કહે છે તે ઇ. સ. ૭૪૬માં પોતે વસાવી રાજધાની કરી.

પ્ર—અણહિલપુર નામ કેમ પડ્યું?
ઉ—અણહિલ નામે ભરવાડે એને જગા બતાવી અને બીજી મદદ કરી હતી તેની યાદગીરી રહેવાને એ નામ પાડ્યું.
પ્ર—વનરાજ કેટલાં વરસ રાજ કરીને કયા વરસમા મરી ગયો.
ઉ—સાઠ વરસ રાજ કરીને ઇ. સ. ૮૦૬માં મુઓ તે વખતે એની ઉમર એકસો દસ વરસની હતી.
પ્ર—વનરાજ પછી કયા. કયાં રાજા થયા ને તેઓએ કેટલાં વરસ રાજ કીધું?
ઉ—છ રાજા થઇ ગયા, તે નીચે પ્રમાણે.

| રાજાનું નામ | ક્યારે ગાદીએ બેઠાં | ક્યારે ઉઠયો | કેટલાં વરસ રાજ કર્યું. |
|---|---|---|---|
| યોગરાજ | ઇ. સ. ૮૦૬ | ઇ. સ. ૮૪૧ | ૩૫ |
| ક્ષેમરાજ | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભુવડ (પિથુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિજયસિંગ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદીત | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસિંગ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

પ્ર—એ છ રાજાઓ વિશે જાણવાજોગ મુખ્ય હકીકત હોય તે લખો.
ઉ—વનરાજનો છોકરો યોગરાજ ઘણો શૂરો અને

તીર મારવામાં ચપળ હતો. એણે પોતાનું રાજ ઘણું વધાર્યું. એ સિવાયના રાજાઓની જાણવા જેવી હકીકત કાંઈ નથી. છેલો રાજા સામતસં-ગજી સારા સ્વભાવનો ન હતો.

પ્ર—સામતસંગજીની પછી રાજની શી અવસ્થા થઈ.

ઉ—એ રાજાની બેહેન લીલાદેવી સોળંકી વંશમાં ભુવનાદીત્યના દીકરા રાજ સાથે પરણી હતી. તેને મુળરાજ નામે દીકરો હતો, તેને સામતસં-ગજીએ દારૂના ઘેનમાં દીકરો કરી લઈ ગાદીએ બેસાડ્યો. પછી શુધી આવી ત્યારે ના કબુલ થયો તેથી મુળરાજે ફોજ જમા કરી પોતાના મામા ઉપર હલો કરી તેને મારી નાખી રાજ લઈને ઈ. સ. ૯૪૨માં ગાદીએ બેઠો.

પ્ર—ચાવડા વંશ કેટલા વરસ ચાલ્યો.

ઉ—ઈ. સ. ૭૪૬થી ઈ. સ. ૯૪૨ લગી ૧૯૬ વરસ

## સોળંકી વંશના રાજા.

પ્ર—સોળંકી વંશનો પેહેલો રાજા કોણ થયો?

ઉ—મુળરાજ.

પ્ર—મુળરાજ ગાદીએ બેઠો ત્યારે એના પર કોણ કોણ ચડી આવ્યું અને તેનું પરીણામ શું થયું.

ઉ—અજમેરના રાજાએ સ્વારી કરી તેજ તકે તઈ

સંગણના રાજાએ શેનાપતી બાર્પને મોકલ્યો. તેથી મુળરાજે અજમેરના રાજાને કાંઇક આપી ને પાછો ફેર્વ્યો અને તઈલંગણના સેનાપતી પર હુમલો કર્યો તેમાં બાર્પ માર્યો ગયો અને તેનું સયકર નાશી ગયું.

પ્ર—ત્યાર પછી મુળરાજે કોની સાથે લડાઈ કરી ને પોતાની આગ્નાુ મનાવી અને કોને માર્યો.

ઉ—સોરઠ પર ચડાઈ કરીને તે રાજાને પોતાની આગ્નાુ મનાવી અને કચ્છના રાવ લાખાને માર્યો.

પ્ર—મુળરાજના છોકરાનું નામ શુ અને તેણે એના છતાં શુ પરાક્રમ કીધું.

ઉ—છોકરાનું નામ ચામુંડ એ મોટો થયો ત્યારે એણે નર્મદા કાંઠાનો કેટલોક મુલક જીતી લીધો મુળરાજે ઈ. સ. ૯૯૭માં પોતાના છોકરા ચાંમુંડને રાજ સોંપી પોતે તીર્થ કરવા નીસર્યો.

પ્ર—ચાંમુંડના વખતમાં કયા કયા પરદેશીઓ ગુજરાતમાં આવ્યા.

ઉ—ગીજનીના સુલતાન મહમદે ઈ. શ. ૧૦૨૪માં એકદમ પાટણ આવીને જીત્યુ. ચામુંડ ત્યાંથી નાશી ગયો અને મહમદ પ્રભાસ પાટણમાં સોમનાથનું દેરૂ લુટવાને ગયો.

પ્ર—મહમદે પ્રભાસ પાટણમાં શુ કર્યું?

ઉ—સોમનાથનું દેરૂં તોડવા માટે ત્રણ દીવશ સુધી લડયો તેમાં પેહેલા બે દીવસ હિંદુઓએ મુસલમાનોને હઠાવ્યા પણ ત્રીજે દહાડે હિંદુઓ હારીને નાશી ગયા એટલે મહમદે દેહેરામાં જઈ મુર્તિ ભાંગી ત્યાંથી આસરે આઠ કરોડ રૂપઈયાનું ઝવેર લઈ અણહીલવાડમાં આવ્યો. પછી ત્યાં દુર્લભને રાજા ઠરાવી સિંધનાં રણને રસ્તે પાછો ગયો.

પ્ર—દુર્લભને રાજ શી રીતે મળ્યું?

ઉ—ચામુંડના મોટા દીકરા વલ્લભનો હક હતો પણ વલ્લભ મહમદને નમ્યો નહીં અને ઉલટો એ તથા એનો ભત્રીજો ભીમદેવ સામા થયા અને દુર્લભે તો મહમદને શરણ થઈને ખંડણી આપવાને કબુલ કરી માટે મહમદે દુર્લભને રાજા ઠરાવી વલભને કેદ કરી ગીજની લઈ ગયો.

પ્ર—દુલભ કયારે મરણ પામ્યો.

ઉ—ઈ. સ. ૧૦૩૨માં સાત વરસ રાજ્ય કરી એના ભત્રીજા ભીમદેવને રાજ્ય સોંપી એણે વનવાસ લીધો ને ત્યાં મરણ પામ્યો.

પ્ર—ભીમદેવના વખતમાં રાજ્ય કેવું ચાલ્યું.

ઉ—એ ઘણો પરાક્રમી અને બાણાવળી હતો તથી એ ભીમ બાણાવળી કેહેવાય છે. એણે પોતાનું

રાજ વધાર્યું. માળવાનું રાજ લીધું. અજમેર અને સિંધ ઉપર સ્વારી કરી તે રાજ જીત્યાં. એણે ઇ. સ. ૧૦૩૨થી તે ઈ. સ. ૧૦૭૨ લગી ૪૦ વરસ રાજ્ય કીધું.

પ્ર—ભીમદેવ પછી કોણ રાજા થયો.

ઉ—એનો છોકરો કરણ એના વખતમાં જાણવા લાયક વાત બની નથી તે બાવીશ વરસ રાજ્ય કરીને ઈ. સ. ૧૦૯૪માં મરી ગયો. ત્યારે એની ગાદીએ તેનો પુત્ર સિદ્ધરાજ થયો તે નાની ઉંમરનો હતો માટે રાજ્યનો કારભાર તેની મા મીનળદેવી કરતી.

પ્ર—સિદ્ધરાજે કોની સાથે લડાઇઓ કરી.

ઉ—માળવા પ્રાંત ઉપર સ્વારી કરીને તે જીતી લીધું. બીજી લડાઈ જુનાગઢના રાજા રાખેંગાર સાથે તેની સ્ત્રી રાણકદે લેવા બાર વરશ સુધી કરીને અંતે રાખેંગારને માર્યો. કનોજના રાજા સાથે ઘણીવાર લડાઇ કરી અને કર્ણાટકથા તે હિમાળય સુધી બાવીસ રાજાને પોતાની આણ મનાવી.

પ્ર—સિદ્ધરાજના વખતમાં રાજ કેવી રીતે ચાલ્યું.

ઉ—રયતને સુખ થાય તેવી રીતે રાજ ચલાવ્યું જેથી તેને આજ પણ 'સદરા જેસંગને' નામે

સહુ બોળખે છે તે શુરો, શાંત ને પરાક્રમી હતો. આખા ગુજરાતના હિંદુ રાજાઓમાં એજ મો ટો રાજા ગણાય છે.

પ્ર—સિદ્ધરાજે કેટલા વરસ રાજ્ય કીધું.

ઉ—આગળપચાસ વરસ રાજ કરી ઈ. સ. ૧૧૪૩ માં મરણ પામયો.

પ્ર—એની પછી ગાદીએ કોણ બેઠું.

ઉ—એના પિત્રાઈના વંશમાનો કોઈ કુમારપાળ નામે સખસ બેઠો.

પ્ર—એ કુમારપાળે કેવી રીતે રાજ ચલાવ્યું.

ઉ—એના વખતમાં જૈન ધરમનુ જોર ઘણું હતું. સુલતાન મહમદે તોડેલુ શોમનાથનું દેરૂં એણે ફરીથી બંધાવ્યું. એણે ૩૧ વરસ રાજ્ય કીધું અને ઈ. સ. ૧૧૭૪માં એને એના ભાઈ મહી- પાળના દીકરા અજેપાળે ઝેર દઈને માર્યો.

પ—કુમારપાળ પછી કયા કયા રાજા થયા.

ઉ—અજેપાળ, બાળમુળરાજ ને ભોળો ભીમ એ રાજાઓ થયા તેમાંના પેહેલા બેની વખતમાં કાંઈ જાણવા જોગ વાત બની નથી. ભોળો ભી મ ઈ. સ. ૧૧૭૯માં ગાદીએ બેઠો.

પ્ર—ભોળા ભીમના વખતમાં શું શુ થયુ.

ઉ—ગીજનીના ગોરીવંશના શાહબુદીન પાદશાહે ગુ

ગુજરાત પર સ્વારી કરી ત્યારે એ ભીમદેવે લડા-
ઈ કરી તેને હરાવ્યો. અજમેરના રાજા સોમે-
શ્વરના ઉપર હુમલો કરી તેને માર્યો તે વેર લે
વા તેના પુત્ર પૃથુરાજે આવી લડાઈ કરી ભીમ
દેવને હરાવ્યો. શાહબુદ્દીનના સરદાર કુતબુદ્દીને
ઈ.સ. ૧૧૯૫માં ભીમદેવ ઉપર બીજી સ્વારી ક
રી ગુજરાત જીત્યું ને ત્યાં સુબો ઠરાવી પાછો ગ
યો. પણ પછી તરત જ ભીમદેવે પાછા આવી સુ
બાને કાહાડી મુક્યો. ને ઈ. સ. ૧૨૨૫ લગી
૪૬ વરસ રાજ કીધું. સોળંકી વંશનો એ છેલ્લો
રાજા થયો.

પ્ર—સોળંકી વંશ કેટલા વરસ ચાલ્યો.

ઉ—ઈ. સ. ૯૪૨થી તે ઈ. સ. ૧૨૨૫ શુધી એ
ટલે ૨૮૩ વરસ.

વાઘેલા વંશના રાજા.

પ્ર—સોળંકી વંશ પછી ક્યા વંશના રાજા થયા અ
ને તે કેટલા થયા તેના નામ દો.

ઉ—વાઘેલા વંશના ૬ રાજા તેના નામ:—૧લો વિર
ધવળ. ૨જો વિશળદેવ. ૩જો ભીમદેવ. ૪થો અર્જુ
નદેવ. ૫મો સારંગદેવ. અને ૬ઠો રાજા કરણ.

પ્ર—વાઘેલા નામ શાપરથી પડ્યું.

ઉ—સોળંકી રજપુત લવણપ્રસાદ કરીને વાઘેલા

ગામમાં રહેતો હતો તે ઉપરથી. લવણ પ્રસાદ ના છોકરો વિરધવળ નામે પરાક્રમી થયો અને તેનો છોકરો વિશળદેવ થયો.

પ્ર—રાજા કરણના હાથમાંથી ગુજરાતની ગાદી કો ના હાથમાં ગઈ.

ઉ—દીલ્લીની ગાદી ઉપર અલાઉદ્દીન ખીલજી નામે બાદશાહ હતો તેણે પોતાના ભાઈ અલફખાન ને તથા વજીર નસરતખાનને ગુજરાત જીતવા મોકલ્યા તેઓએ આવી લડાઈ કરી તેમાં રાજા કરણ હાર્યો અને દક્ષિણમાં દેવગઢ તરફ નાશી ગયો, અને એની રાણીઓ છોકરાં વગેરે સહુ મુસલમાનને હાથ ગયાં અને ગુજરાતનું રાજ પણ મુસલમાનને હાથ ગયું.

પ્ર—ગુજરાત પર મુસલમાને શા કારણથી સ્વારી કરીને રાજ લીધુ.

ઉ—ભાટ લોકો એવું બતાવે છે કે ગુજરાતમાં રાજા કરણ પાસે માધવ અને કેશવ એવા બે પ્રધાન હતા. તેમાં માધવની સ્ત્રી રૂપાળી હતી

તેને જુલમથી એ રાજાએ લઈ લીધી અને કેશવને મારી નાખ્યો. તેથી માધવે દીલ્લી જઈને અલાઉદ્દીન બાદશાહને સમજાવી ગુજરાત પર ચડાઈ કરાવી તેથી મુસલમાને આ[illegible]નેરા જ લીધું.

પ્ર—વાઘેલા વંશની જે રાણીઓ લડાઈમાં પકડાઈ તેમાંની કઈને બાદશાહે પોતાની સ્ત્રી કરી.

ઉ—તેમાંની એક કૌલાદેવી નામે હતી તે ઘણી રૂપવંતી બુદ્ધિવાન અને ચંચળ હતી તેનેજ બાદશાહે પોતાની સ્ત્રી કરી.

પ્ર—વાઘેલા વંશ કેટલા વરસ ચાલ્યો.

ઉ—ઈ. સ. ૧૨૨૫થી ઈ. સ. ૧૨૯૭ સુધી એટલે ૭૨ વરસ ચાલ્યો.

## મુસલમાન રાજાઓ.

પ્ર—ગુજરાતમાં મુસલમાની રાજનો પાયો કોણે નાખ્યો અને તેની ગોઠવણ શી રીતે કરવા.

ઉ—દીલ્લીના પાદશાહ અલાઉદ્દીને. પછી દીલ્લીના બાદશાહ ગુજરાતમાં પોતાના સુબાઓ મોક

લી રાજ ચલાવતા હતા.

પ્ર—સ્વતંત્ર રાજ કોણે સ્થાપ્યું

ઉ—મહમદ તઘલખના મોકલેલા સુબા મુજફ્ફરખાંએ મુજફ્ફરશાહ એવું નામ ધારણ કરી ઇ૦ સ. ૧૩૯૬માં સ્વતંત્ર રાજ સ્થાપ્યું.

પ્ર—મુજફ્ફરશાહે કેટલા વરસ રાજ કીધું.

ઉ—પંદર વરસ રાજ કરી ઇ. સ. ૧૪૧૧માં તે મરણ પામ્યો.

પ્ર—મુજફ્ફરશાહ પછી તેની ગાદીએ કોણ બેઠું.

ઉ—તેનો દીકરો અહમદશાહ બેઠો. એણે ઇ. સ. ૧૪૧૧માં અમદાવાદ વસાવીને ત્યાં પોતાની રાજધાની કરી.

પ્ર—અહમદશાહને કોની સાથે લડાઈ થઈ.

ઉ—એના કાકાનો દીકરો મોદુદ જે કે વડોદરાનો અમલદાર હતો તેણે ભરૂચમાં જઈ રાજ્ય પદ ધારણ કીધું તે ઉપરથી પછી અહમદશાહે તેના પર સ્વારી કરીને તેનો પરાજય કીધો.

પ્ર—અહમદશાહે કેટલા વરસ રાજ કીધું.

ઉ—એણે ૩૧ વરસ રાજ કીધું, અને ઈ.સ. ૧૪૪૨ માં એ મરણ પામ્યો.

પ્ર—અહમદશાહ પછી કોણ ગાદી પર બેઠું.

ઉ—મહમદશાહ, કુતુબસાહ, દાઉદશાહ અને મહમદ બેગડો એ રીતે ચાર રાજા થઇ ગયા, જેમાં પેહેલા ત્રણના વખતમાં કાંઇ જાણવાજોગ હકીકત બની નથી.

પ્ર—મહમદ બેગડો કેવો રાજા હતો.

ઉ—એ ઘણો જબરો રાજા હતો. એણે જુનાગઢના અને પાવાગઢના રાજાઓને જીત્યા. તે સિવાય ઈ. સ. ૧૪૭૨માં કચ્છ પર સ્વારી કરીને ત્યાં જય મેળવ્યો. પછી સિંધમાં જઈ જાટ અને બલુચી લોકોને હરાવ્યા. તે સિવાય સુરતની દક્ષિણે વલસાડ આગળ ચાંચીઆ લોકોની સાથે લડાઇ કરીને તેમનો નાશ કીધો.

પ્ર—એ બાદશાહે કયું શેહેર વસાવ્યું.

ઉ—મેહેમદાવાદ શેહેર વસાવ્યું.

પ્ર—એણે કેટલાં વરસ રાજ કીધું.

ઉ—બાવન વરશ રાજ કરીને ઇ. સ. ૧૫૧૧માં એ મરી ગયો. ગુજરાતના મુસલમાન રાજાઓમાં એ સઉથી મોટો ને પરાક્રમી રાજા કેહેવાય છે.

પ્ર—મહમદ બેગડાની પછી કોણ કોણ બાદશાહ થયા

ઉ—મુજફર બીજો. સિકંદરશાહ. મહમદ બીજો. ને બાહાદુરશાહ એ અનુક્રમે રાજાઓ થયા.

પ્ર—બાહાદુરશાહ ક્યા સનમાં ગાદીએ બેઠો?

ઉ—ઇ. સ. ૧૫૨૬માં બેઠો.

પ્ર—બાહાદુરશાહના વખતમાં શા શા બનાવ બન્યા?

ઉ—એના વખતમાં દિલ્હીના પાદશાહ હુમાયુએ ચડાઈ કરીને હરાવ્યો પણ હુમાયુ ગયો ને તરતજ બાહાદુરશાહે બધો મુલક જીતી લીધમાં થોડી મુદતથી આવી વસેલા પોર્તુગીસ લોકો સાથે દરીઆઇ લડાઈ કરી પણ તેમાં તેમણે કપટ કરી બાહાદુરશાહને માર્યો. એ પાદશાહે માળવામાં પણ પોતાનો અમલ બેસાડ્યો હતો. ઇ. સ. ૧૫૨૯ માં દક્ષિણમાં સ્વારી કરી અહમદ નગર અને બીજાં શેહેરો પણ એણે લુટી લીધાં હતાં.

પ્ર—બાહાદુરશાહે કેટલાં વરશ રાજ કર્યું?

ઉ—૧૧ વરશ રાજ કરી પોર્તુગીસ લોકોને હાથે મરાયો.

પ્ર—પોર્તુગીસ લોકો કયાંના રેહેનાર?

ઉ—યુરોપખંડમાં પોર્ટુગાલ કરીને દેશછે ત્યાંના. એ લોકો વેપારને સારૂ ઇ. સ. ૧૪૯૮ માં દક્ષિણ હિંદુસ્થાનમાં પેહેલ વેહેલા આવ્યા અને ગુજરાતમાં દક્ષિણ કાંઠા પર દીવ અને દમાણમાં કોઠીકરી.

પ્ર—બાહાદુરશાહ પછી કોણ ગાદીએ બેઠું?

ઉ— મહમદ ત્રીજો. અહમદ બીજો. અને મુજફ્ફર ત્રીજો એ પ્રમાણે રાજાઓ થયા પણ તેઓના વખતમાં ગુજરાતની પડતી દશા હતી. છેલ્લા રાજા ત્રીજા મુજફ્ફરશાહ પાસેથી દિલ્લીના પાદશાહ અકબરે ઇ. સ, ૧૫૭૩માં ગુજરાત પર સ્વારી કરી તેને હરાવ્યો ને ગુજરાત જીતી લીધું. પછી મુજફ્ફરશાહ આપઘાત કરી ઇ. સ. ૧૫૮૯ માં મરણ પામ્યો. ત્યારથી ગુજરાતનુ રાજ પાછું દિલ્લીની ગાદી નીચે ગયું અને સુબાઓ અમલ કરવા લાગ્યા.

પ્ર—સુબાઓ કયા કયા પાદશાહના વખતમાં કેટલા કેટલા આવ્યા?

ઉ—ઇતિમાદખાન, અઝીજ, કોકા એ વગેરે અકબરના વખતમાં આઠ; જાહાંગીરના વખતમાં આઠ, શાહજહાંના વખતમાં બાર, ઓરંગજેબના વખતમાં દસ, શાહ આલમના વખતમાં એક, જાહાંદારશાહના વખતમાં એક, મહમદશાહના વ

ખતમાં છ, અહમદશાહના વખતમાં એક, એ રીતે બધા મળીને ૪૭ સુબાઓ આવ્યા.

પ્ર—એ સુબાઓ અને મુસલમાન પાદશાહુઓ શી રીતે રાજ ચલાવતા?

ઉ—જ્યાં સુધી દિલ્લીમાં જબરા પાદશાહ રહ્યા ત્યાં સુધી નવા ઠરેલા સુબાને જુનો સુબો રાજ સ્વાધીન કરતો પણ દિલ્લીના રાજાઓ નબળા થયા પછી નવા થએલા સુબાને રાજ લેવા લડાઇ કરવી પડતી તેઓ રાજના જુદા જુદા વિભાગ કરી ઇજારે આપતા. તેથી ઇજારદારો રૈયતપર જુલમ કરી પૈસા કઢાવતા, હિંદુ રૈયત પાસેથીજ કર લેતા. દેશમાં લડાઇ મારા મારીને જુલમ શિવાય બીજું કાંઇ જોવામાં આવતુ નહી કોઇ કોઇ સારા પાદશાહના વખતમાં રૈયતને સુખ મળેલુ છે. મહમદ બેગડા જેવાએ ધર્મશાળા વગેરે કરીને રૈયતને સુખ આપેલું છે ખરૂં. પણ તે સૂખ ઘણા દુઃખની આગળ કાંઇજ નહી. ટુંકામાં મુસલમાની રાજ હિંદુઓને દુખ દાયક થઇ પડ્યું હતું.

---

## મરેઠાઓનો અમલ.

પ્ર—ગુજરાતનું મુસલમાની રાજ કોને હાથ ગયું.
ઉ—દક્ષિણમા પુનાના મરેઠા રાજાના પ્રધાન પેશવા અને તેના સરદાર ગાયકુવાડને.

પ્ર—ગુજરાતમાં મરેઠાઓએ શી રીતે રાજ મેળવ્યું?
ઉ—દિલ્લીના પાદશાહ મહમદશાહના વખતમાં તેનો સુબો હૈદરકુલીખાં તેને ગાંઠતો નહી હતો માટે તેનો બંદોબસ્ત કરવા તેના વજીર નીજામ મુલ મુલ્ક આવ્યો. તેણે તેને હરાવી પોતાના કાકા હમીદખાનને સુબો ઠરાવી પોતે પાછો દિલ્લી ગયો તે સુબાની જગાએ પાદશાહે કાંઈ કારણથી ઈ. સ. ૧૭૨૪માં શીરબુલંદખાનને સૂબો ઠરાવી મોકલ્યો તેણે હમીદખાં પાસેથી અમદાવાદ જી લ્યું. પછી હમીદખાં દાહોદ ગયો ત્યાં પુનાના મરેઠા શાહુ રાજાનો સરદાર કંથાજી હતો તેણે મળી બંદોબસ્ત કર્યો કે જો તમે મને ગુજરાતનું રાજ પાછુ અપાવો તો મારે તમને ચોથ આપવી તે તેણે કબુલ કરી મદદ આપી તેથી તેણે અમદાવાદ જીત્યું.

પ્ર—ગુજરાતમાં ગાયકુવાડને મરાઠાના ચોથમાં ભાગ કેમ મળ્યો?

ઉ—સુરતમાં ઇબ્રાહીમ કુલી એમનો ત્રીજો ભાઈ રૂસ્તમ અલી સુરતનો શુબો હતો તેણે પીલાજી ગાયકવાડની હમીદખાં સાથે લડવાને મદદ માગી. એડા જીલાના અડાસ ગામ આગળ લડાઈ થઈ તેમાં હમીદખાંનને હરાવ્યો પણ પીલાજીએ દગો કીધો જેથી રૂસ્તમ અલી આપઘાત કરીને મુઓ. પીલાજીએ આવો દગો કીધો તેથી હમીદખાંએ એનો ભાગ કરાવી એવું ઠરાવ્યુ કે મહી નદીની પુરવની ચોથ પીલાજી લે અને પશ્ચિમ તરફની કંથાજી લે.

પ્ર—સુરત શેહેરની ઉત્પતિ વિષે શું જાણો છો?

ઉ—સોળમાં સૈકાની અગાઉ તો સુરતની જગો પર નાનુ સરખું ગામ હતું. પણ તે વખતમાં મોટું શેહેર રાંદેર હતું. એક સુરતા નામે રાંડજણીને કોઈ મુસલમાન અમીરે રાખી હતી તેને જ્યારે તે અમીરે કાહાડી મુકી ત્યારે કોઈ રૂમી નામે વેપારીએ રાખી અને પેલા મુસલમાન અમીરની બીકથી નાશીને ઉપર લખેલાં ગામમાં આવી બંને રહ્યાં. પછી તેઓનો વેપાર વધ્યો તેથી ગુજરાત

નો બાદશાહ ઘણો ખુશ થયો અને રૂમીનું ઘણું સનમાન કીધું અને એ ગામને ફરતો કીલો બાંધવાનું કામ રૂમાને સોંપ્યું પછી તેનું નામ સુરત કેહેવાયું.

પ્ર—પીલાજી અને હમીદખાંનના કરારની વાત દીલ્હીના બાદશાહે જાણી ત્યારે ત્યાંથી એને સારૂ શી ગોઠવણ થઈ ?

ઉ—સુબા શીરબુલંદખાં એ પોતાના મુકેલા માણસોનો નાશ થયલો જોઈ પોતાની સુબાગીરી લેવા ફોજ લઈ આવ્યો ને હમીદખાનને નાશી કાઢયો તોપણ પીલાજી અને કંથાજી જે ચોથને માટે લુટફાટ કરતા હતા તેમને ચોથ આપવી શરૂ રાખ્યા પછી બાજીરાવ પેશવાના ભાઈ ચીમનાજી આપાએ ધોળકા લુટી પેટલાદમાંથી ખંડણી લીધી અને શીરબુલંદખાં સાથે કરાર કીધો કે પીલાજી તથા કંથાજીને અપાતી ચોથ બાજીરાવને આપવી અને તેઓ આવી લુટફાટ નહી કરે તેના બંદોબસ્તને સારૂ ૨૫૦૦ સ્વાર પેશવાએ રાખવા.

પ્ર—ઉપલો ઠરાવ દિલ્હીના બાદશાહે મંજુર કીધો કે શી રીત?

ઉ—એ શીરબુલંદખાંનનો કરેલો ઠરાવ પાદશાહને ગમ્યો નહી તેથી જોધપુરના રાણા અભેસંગને સુબો ઠરાવી મોકલ્યો. તેણે ઇ.સ. ૧૭૩૨ માં વડોદરા લીધું તે પીલાજીને ડાકોરમાં મરાવ્યો પણ કાંઇ કારણથી અભેસંગને ગુજરાતનું રાજ રતનસંગ ભંડારીને સોંપી પાછું જવું પડ્યું તેથી દિલ્લીના બાદશાહે મોનામખાનને સુબો ઠરાવી મોકલ્યો પણ રતનસંગ રાજ છોડે નહી તેથી મોમીનખાંને દામાજી ગાયકવાડને મદદે લઇ આવી અમદાવાદ ઇ. સ. ૧૭૩૭ માં જીતી લીધું. ત્યારથી ગાયકવાડનો અડધો ભાગ અમદાવાદના ઊપજમાં પડ્યો.

પ્ર—પેશવાને પછી ગાયકવાડ સાથે શી રીતે કબુલત થઇ?

ઉ—એક સમે દામાજી ગાયકવાડ દક્ષિણમાં ગયો ત્યાં નાના સાહેબ પેશવાએ દગો કરીને પકડાવી કેદ કીધો તેથી છુટવા સારૂ તેણે પેશવા સાથે કરાર કીધો કે જે કાંઇ પરગણા તે વખતે ગાયકવાડને તાબે હતાં તેમાં પેશવાનો અડધો ભાગ અને જે કાંઇ લુટ તથા ખંડણી આવે તેમાંથી ખરચ જતાં જે કાંઇ વધે તેમાં પણ અડધો

ભાગ અને તે શીવાય દસ હજાર ઘોડા ગાયકવાડે ચાકરીમાં રાખી દર વરશે રૂ૦ ૫૨૫૦૦૦ ખંડણીના સરકારમાં ભરવા.

પ્ર—ગુજરાતનું રાજ પેશવાને ગાયકવાડને હાથ કયારે ને શી રીતે આવ્યું?

ઉ—ઉપજ ઉઘરાવી લેવા પેશવાનો ભાઈ રઘુનાથરાવ અને દામાજી ગાયકવાડ આવ્યા તે વખતે અમદાવાદમાં નવાબ જુવાંમરદખાં બાબી હતા તેણે લડીને નહી ફાવ્યો ત્યારે એમની સાથે સલાહ કરીને અમદાવાદ ઇ.સ. ૧૭૫૫માં બીજાં કેટલાંક પ્રગણાની જાહાગીર લઇ આપી દીધું.

પ્ર—પછી પેસવાએ એ જગો ઉપર કોને સુબો કીધો?

ઉ—શ્રીપતરાવ નામે સુબો ઠરાવ્યો.

પ્ર—મરાઠાનું રાજ્ય કેટલા વર્ષ ચાલ્યું?

ઉ—આસરે પોણોસો વર્ષ ચાલ્યું.

પ્ર—મરાઠાની રાજનીતિ કેવી હતી?

ઉ—ઇનસાફતો મળેજ નહી. ઉપજ લેવાને પણ પાકો બંદોબસ્ત નહી હતો. સરકાર તરફના ચાડીયા ગપેલા તે ચાડી કરી લોકોને દંડાવે. લુટફાટ જારીજ. રઈયતના રક્ષણને માટે બંદોબસ્ત પણ નહી ને રઈયત કોઈ સુખી નહી.

પ્ર—મરાઠાના હાથમાંથી ગુજરાતનુ રાજ કોના હાથમા ક્યારે આવ્યું?

ઉ—એ રાજમાનુ ઈ. સ. ૧૮૧૮માં અમદાવાદ શેહેર અંગ્રેજોએ લીધું.

પ્ર—ગાયકવાડ અને પેશવાના વખતમાં શી હકીગત થઈ?

ઉ—ગાયકવાડ કરતાં પેશવાનો અમલ વધારે હતો તેઓ ઉપજ સરખી વેહેંચી લેતા, અને પૈસ કઢાવવાને લોકોપર જુલમ કરવાને ચુકતા નહી. દક્ષિણમાં જ્યારે અંગરેજ અને પેશવાને લડાઈ ચાલી ત્યારે અંગરેજોના જનરલ ગાર્ડ આવી પેશવાના સુબા બાપાજી પંડીત પાસેથી સ. ૧૭૮૦ માં અમદાવાદ જીતી લીધું ને ગાયકવાડને સોંપ્યું. પણ શરત કરી કે ઉપજનો અડધો ભાગ પેશવાને પુને પોંચાડવો તોપણ પછીથી પેશવાએ છેલ્લા સુબા સેલુકરને મોકલ્યો હતો તેણે ગાયકવાડના સુબાને કહાડી મુક્યો. રઈપતપર ઘણો જુલમ કર્યો ને ઘણા કર ઉઘરાવ્યા- આથી પેશવાના હુકમથી ગાયકવાડે શીવારામ ગારદીને ફોજ આપી અમદાવાદ લેવાને મોકલ્યો તેણે ત જીતી લીધુ ને પેશવાને શેલુકર જેટલું આપતો હતો તેટલું ગાયકવાડે દસ વરસ સુધી ઈજારા દાખલ આપ-

વું એવું ઈ. સ. ૧૭૯૫માં ઠરાવ્યુ.

પ્ર—અમદાવાદ અંગરેજોને શી રીતે મળ્યું?

ઉ—છેલ્લો પેશવા બાજીરાવ ઈ. સ. ૧૭૯૬માં ગાદીપર બેઠો. જ્યાંલગી તેનો કારભાર તમામ નાનાના ફડનવીસ કરતો હતો ત્યાં લગી તો રાજ ઠીક ચાલ્યું પણ તે જ્યારે ઈ. સ. ૧૮૦૦માં મુઓ ત્યારે રાજમાં ગડબડ ચાલી અને હોલકરે ઈ. સ. ૧૮૦૨માં પુના જીતી લીધું તે પાછું લેવા બાજીરાવે અંગરેજોની મદદ માંગી અને ધંધુકા રાણપુરને ઘોઘા એ ત્રણ પ્રગણા આપ્યાં. ઉપલા દશ વરસના ઈજારાના રૂપીઆ ગાયકવાડ પાસે પેશવા માગતા હતા ને ગાયકવાડ હોલકર સાથે કરેલી લડાઈનો ખરચ માગતો હતો તે ટંટો પતાવવા ગાયકવાડે અંગરેજોને વચમાં નાખ્યા, અને ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યો તેને પેશવાએ દગો કરીને મરાવ્યો તેથી અંગરેજોને પેશવાપર ઘણોજ ગુસ્સો આવ્યો ને વેર થયું તોપણ કરીને કેટલાંક કારણથી સલાહ થઈ. પછી પીંઢારાની લડાઈ વખત પેશવાએ કપટ કરીને ઈ. સ. ૧૮૧૭માં ખાનદેશમાં ખડકી આગળ અંગરેજો સાથે લડાઈ કરી તેમાં હાર્યો તેથી પછી અંગરેજોએ પુના જીતી લીધું અને ઈ. ૧૮૧૮માં અ

ગરેજોના સરદાર માલકમ સાહેબ મારફત પેશવાએ ઠરાવ કર્યો કે પેશવાએ દરસાલ આઠ લાખ રૂપીઆ લઈ પુના છોડીને બ્રહમાવર્તમાં જઈ રેહેવું અને બધું રાજ અંગરેજ સરકારે લેવું. આ ઠરાવથી પેશવાનો અમદાવાદનો અડધો ભાગ ઈ. સ. ૧૮૧૮માં અંગરેજોને મળ્યો.

પ્ર—અમદાવાદમાં ગાયકવાડનો ભાગ હતો તેનું શી રીતે થયું?

ઉ—ઈ. સ. ૧૮૧૮માં વડોદરાને લગતું ડભોઈ પ્રગણુ અંગરેજોએ પેશવા પાસેથી જીતી લીધેલું ગાયકવાડને આપી અમદાવાદનો અડધો ભાગ પોતે રાખ્યો.

પ્ર—સુરતના નવાબનું રાજ અંગરેજોને ક્યારે મળ્યું

ઉ—છેલો નવાબ નાસરૂદીન ઘણો નબળો હોવાથી સઘળો કારભાર અંગરેજોએ ઈ. સ. ૧૮૦૦માં સુરતનો લઈ લીધો ને નવાબને જગાતનો પાંચમો ભાગ તથા ઉપજમાંથી એક લાખ રૂપીઆ દર વરસે આપવા ઠરાવ કીધો.

પ્ર—ગુજરાતમાં હાલ સઉથી મોટું રાજ કયું છે?

ઉ—ગાયકવાડનું અને તેથી ઊતરતું ઉપજ પ્રમાણે જોઈએ તો ભાવનગરનું છે.

પ્ર—એ વગર ગુજરાતમાં બીજાં કોઈ રાજ છે?

૭—ભાવનગરનું, નવાનગરનું, ઝાલા રજપુતનું વગેરે છે.

## ગુજરાતના રાજાઓની વંશાવળી

### ચાવડા વંશના રાજાઓ.

| રાજાઓના નામ. | ક્યારે ગાદીએ બેઠો. | ક્યારે ઉઠ્યો. | કેટલા વરસ રાજ કર્યું. |
|---|---|---|---|
| જયશિખરી | ઈ.સ.૬૯૬ | ઈ.સ.૭૪૬ | ૫૦ |
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૧ | ૩૫ |
| ક્ષેમરાજ | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભુવડ(પિયુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિજયસિંગ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | ૨૫ |
| સામતસિંગ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

### સોળંકી વંશના રાજાઓ.

| | | | |
|---|---|---|---|
| મુળરાજ | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭ | ૧૦૨૫ | ૨૮ |
| વલ્લભ | ૧૦૨૫ | ૧૦૨૫ | ૦ |
| દુર્લભ | ૧૦૨૫ | ૧૦૩૨ | ૭ |
| ભીમદેવ | ૧૦૩૨ | ૧૦૭૨ | ૪૦ |
| કરણ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |

| | | | |
|---|---|---|---|
| સિદ્ધરાજ | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બાળમૂળરાજ | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભોળાભીમદેવ | ૧૧૭૯ | ૧૨૨૫ | ૪૬ |

વાઘેલા વંશના રાજાઓએ ક્યાંથી ક્યાં સુધી રાજ કીધું એ નક્કી માલમ પડતું નથી પણ એ વંશ ઇ. સ. ૧૨૨૫થી તે ઇ. સ. ૧૨૯૭ લગી ૭૨ વરસ ચાલ્યો.

## મુસલમાન સ્વતંત્ર રાજાઓ.

| | | | |
|---|---|---|---|
| મુજફ્ફરશાહ | ૧૩૯૬ | ૧૪૧૧ | ૧૧ |
| અહમદશાહ | ૧૪૧૨ | ૧૪૪૩ | ૩૧ |
| મહમદશાહ | ૧૪૪૩ | ૧૪૫૧ | ૮ |
| કુતુબશાહ | ૧૪૫૧ | ૧૪૫૯ | ૮ |
| દાઉદશાહ | ૧૪૫૯ | ૧૪૫૯ | એક મહીનો |
| મહમદ બેગડો | ૧૪૫૯ | ૧૫૧૧ | ૫૨ |
| મુજફ્ફરશાહ બીજો | ૧૫૧૧ | ૧૫૨૬ | ૧૫ |
| સિકંદરશાહ | ૧૫૨૬ | ૧૫૨૬ | ૦ |
| મહમદશાહ | ૧૫૨૬ | ૧૫૨૬ | ૦ |

| | | | |
|---|---|---|---|
| બાહાદુરશાહ | ૧૫૨૬ | ૧૫૨૬ | ૧૦ |
| મહમદશાહ ફેરૂકા | ૧૫૩૬ | ૧૫૫૩ | ૧૭ |
| મહમદશાહ ૩જો | ૧૫૫૩ | ૧૫૬૧ | ૮ |
| અહમદશાહ ૨જો | ૧૫૬૧ | ૧૫૬૧ | ૦ |
| મુજફ્ફરશાહ ૩જો | ૧૫૬૧ | ૧૫૭૩ | ૧૨ |

ગાયકવાડી રાજા.

| | | | |
|---|---|---|---|
| પીલાજી | ૧૭૩૦ | ૧૭૩૨ | ૨ |
| દામાજી | ૧૭૩૨ | ૧૭૬૮ | ૩૬ |
| શીયાજી | ૧૭૬૮ | ૧૭૯૨ | ૨૪ |
| ગોવીંદરાવ | ૧૭૯૨ | ૧૮૦૦ | ૮ |
| આણંદરાવ | ૧૮૦૦ | ૧૮૧૯ | ૧૯ |
| શીવાજી | ૧૮૧૯ | ૧૮૪૭ | ૨૮ |
| ગણપતરાવ | ૧૮૪૭ | ૧૮૫૬ | ૯ |
| ખંડેરાવ | ૧૮૫૬ | ૧૮૭૦ | ૧૪ |
| મલ્હારરાવ | ૧૮૭૦ | ૧૮૭૫ | ૫ |
| શીયાજીરાવ | ૧૮૭૬ હાલમાં રાજ કરેછે. | | |

સમાપ્ત.

